શ્રી

શ્રીમાન બરવાની નરેશ મહારાણા શ્રી સર રણજીતસીંહજી
સાહેબ બહાદુર મહારાજમીત કે. સી. આઈ. ઈ.

## શ્રી આર્યોદય નાટક સમાજ

# અહલ્યાબાઈ

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.



છપાવી પ્રસિદ્ધ કરનાર

બચુભાઈ શીવપ્રસાદ.

માલેક શ્રી આર્યોદય નાટક સમાજ.

આનંદભુવન થીએટર—અમદાવાદ.

આવૃત્તિ બીજી. — પ્રત ૨૦૦૦

વિક્રમાર્ક ૧૯૮૦ સને ૧૯૨૪



મૂલ્ય ૪ આના.

## પુરૂષ પાત્રો.

---

**ખંડેરાવ**—ઈન્દોરના રાજા અહલ્યાબાઇના પતી.

**આનંદરાવ**—સ્વામી ભક્ત વીર યોદ્ધો રાજ્યનો સેનાધ્યક્ષ.

**ગંગાધર**—વયો વૃદ્ધ બ્રાહ્મણ પ્રધાન.

**માલેરાવ**—ખંડેરાવનો અવિચારી અને ઉદ્ધત કુમાર.

**ભીમો**—માલેરાવનો ખુશામતખોર હજુરીયો.

**મહેન્દ્રસ્વામી**—એક બ્રહ્મનીય સાધુ.

**જીવાભાઇ દેસાઈ**—એક અભણ અને ભોળો પટેલ.

**ચિત્રકાર**—અહલ્યાબાઇના આશ્રયે રહેલો વિદેશી ચીતારો.

**સુબો**— ખંભોર દુર્ગનો કીલેદાર.

એ ઉપરાંત જેલર, પુરોહીત, પ્રનીનીધી, સૈનિકો, બળવાખોરો, દરબારીયો, પ્રતિહાર વિગેરે.

## સ્ત્રી પાત્રો.

**અહલ્યાબાઇ**—ખંડેરાવની પત્ની માલેરાવની માતા કાર્ય કુશળ પરોપકારી અને સદ્ધર્મ પરાયણ સતી.

**તારા**— માલેરાવની અર્ધાંગના.

**કપુરી**— જીભાઇ પટેલની ઉછંખળ પત્ની.

**કેતકી**— ભોળી સ્ત્રીઓને અવળે માર્ગે દોરનારી અધમ ખવાસણ ભીમાની પત્ની.

ઉપરાંત સખીયો, દાસીયો, પનીયારીયો ઇત્યાદી.

# અહલ્યાબાઇ નાટકનો ટુંકસાર.

## અંક ૧ લો.

### પ્રારંભ પ્રાર્થના અને વસ્તુ સુચન.

**પ્રવેશ ૧ લો**—સખારામ. અને તારાનો હાસ્ય વીનોદ, બાદ ખંડેરાવ તથા અહલ્યાબાઇનો વાણી વીનોદ ત્યાં આનંદરાવનું આગમન યુદ્ધના સમાચાર, યુદ્ધની તૈયારી, અને પછીથી ખંડેરાવને અહલ્યાબાઇ તરફથી પ્રેમ ભરી વીદાયગીરી.

**પ્રવેશ ૨ જો**—કપુરીના માબાપ તરફથી કપુરી માટે પતી ખોળવા આવેલા સ્વાર્થી પુરોહીતને દેશાઇ પટેલ રસ્તામાં મલી જાય છે અને પોતાને પઇસા મલવાથી લાકડે માંકડુ વલગાડવા જેવું દેસાઇ અને કપુરીનું સગપણ કરે છે જેથી દેસાઇનો આનંદ.

**પ્રવેશ ૩ જો**—ખંભેર દુર્ગના સુબેદાર અને ખંડેરાવનું યુદ્ધ માં ખંડેરાવનો સંહાર થયા પછી આનંદરાવના હાથે સુબેદારનો સંહાર.

**પ્રવેશ ૪ થો**—ખુસામતખોર ખવાસ ભાંમો તથા તેની પત્ની અને દેસાઇની નવોઢા પત્નીને ફસાવવાનો નિશ્ચય કરે છે ત્યાં દેસાઇ પ્રવેશ કરે છે, બન્નેનો પ્રતાલાપ. પટેલની મુર્ખતા તે જોઈ કપુરીનું નીરાશ થવું, પતી પત્ની વચ્ચે કલહનો પ્રારંભ ત્યાં કેતકીનું આવવું

અને પટેલને શીખામણ આપી વીદાય કરવા અને પછીથી કપુરીને ભોળવી માલેરાવને મલવા માટે પનઘટપર લઇ જવી.

**પ્રવેશ ૫ મો**—પોતાને થતા સુકન માટે અહલ્યા ચીન્તાતુર થઇ રહી ત્યાં કોઢના રોગથી પીડાતો ચીત્રકાર પ્રવેશ કરે છે. અહલ્યાબાઇ તેનાપર દયા લાવી સતીત્વના પ્રભાવથી તેના કોઢ દુર કરેછે અને રાજમાં આશ્રય આપે છે ત્યાં આનંદરાવ ખંડેરાવના મૃત્યુના સમાચાર લાવે છે જેથી અહલ્યાનું કલપાંત, સતી થવા નિશ્ચય ત્યાં મહેન્દ્ર સ્વામીનું પ્રગટ થવું અને અહલ્યાને તેના પતીના અંતીમ ઉદ્‌ગાર સ્મરણ કરાવી સતી થતા અટકાવવી.

**પ્રવેશ ૬ ઠો**—કપુરી અને કેતકી કેટલીક પનીયારીયો સાથે વીનોદ કરતી ફિદ્ધાનમાં થઇને જળાશયપર જાય છે ત્યાં માલેરાવ અને ભીમો પ્રવેશ કરે છે. ભીમો યુક્તિથી આડુઅવળુ સમજાવી પનીયારીઓ આવતા કપુરી સાથે મેલાપ કરાવી છટકી જાય છે પછીથી માલેરાવ અને કપુરીનો પ્રેમાલાપ ત્યાં કપુરીની ચાલ ચલકત માટે સંકાસીલ થએલા પટેલનું આવવું કપુરીને માલેરાવ સાથે જોઇ ઉશ્કેરાઇ જવું અને કપુરીને ધમકાવી માલેરાવ સાથે ઝગડો કરવો આખર રંગમાં ભંગ થવાથી માલેરાવ પટેલને મારમારે છે ત્યાં પ્રધાન ગંગાધરને આવતો જોઈ માલેરાવ નાસી જાય છે. ગંગાધર પટેલની હકીકત સાંભળી પટેલને ફરીયાદ કરવા પુને જવાનું કહી વીદાય થાય છે જેથી પટેલ પોતાને દાદ ન મલવાથી કપુરીને મારવા માંડે છે ત્યાં હાસ્ય ચેષ્ટાઓ છુપાઇને જોતો ચીત્રકાર આવે છે સમજુતી આપી વીદાય કરે છે. પાછળથી કજોડા અને કુધારા સંબંધી ઉદ્‌ગાર.

**પ્રવેશ ૭ મો**—રાજ્યમાં બળવો જગાડનારને તથા તેના બાહરા છોકરાંને છુરે મહોતે મારી નાખવા તૈયાર થાય છે ત્યાં આનંદરાવ આવી અટકાવે છે. માલેરાવ ન માનતા આનંદરાવને સંહારવા જતું ત્યા મહેન્દ્ર સ્વામી પ્રગટ થાય છે અને પાપો જીવની દુર્ગતીનું દર્શન.

# ટેબ્લો.



# અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો**—માલેરાવનો રાજ્યાભિષેક ત્યાં ગંગાધર આવી ઉપહાર અર્પણ કરે છે ત્યાં માલેરાવ તેનું અપમાન કરે છે. પરસ્પર વીતંડાવાદ આનંદરાવે માલેરાવને અટકાવવો જેથી માલેરાવનો ક્રોધ, પરસ્પર તલવારો ખેંચાય છે ત્યાં અહલ્યાનું આવવું માલેરાવને અટકાવવો.

**પ્રવેશ ૨ જો**—પતીથી કંટાળેલી કપુરી તથા કેતકીનું આવવું માલેરાવને મલવા મ્યાનો મોકલાવવાનું નક્કી કરવું ત્યાં દેસાઈનું આવવું સંકેત સાંભળવો સંકેત કરી કેતકીનું જવું કપુરીને ઘરમાં પુરી તેને મ્યાનામાં બેસી પટેલનું જવું.

**પ્રવેશ ૩ જો**—ગંગાધરનું રાજ્યસભામાં થયેલું અપમાન ભુલાવી દેવા અહલ્યાનું સાન્તવન આપી વિદાય થવું.

**પ્રવેશ ૪ થો**—સ્ત્રી વેશમાં પટેલ ત્યાં મલ્લેરાવનું આવવું, કામાંધ પટેલને ઓળખી શકતો નથી, થોડીવાર રકઝક, પટેલનું જાહેર પડવું, પટેલને માર, ત્યાં ચીત્રકાર તથા અહલ્યાનો આવવા અવાજ સાંભળી માલેરાવનું નાસી જવું, પટેલની સર્વ હકીકતથી અહલ્યાને વાકેફ કરવા પટેલને શાંતી આપી વીદાયગીરી માલેરાવને બોલાવી સખ્ત ઠપકો, માલેરાવે પ્રજાપર જુલ્મ ન કરવા પ્રતિજ્ઞા.

**પ્રવેશ ૫ મો**—ભીમાને માર પડવો ત્યાં કેતકીનું આવવું આરોપ ચીત્રકારપર ઢોળી પાછી છટકી જવું.

**પ્રવેશ ૬ ઠો**—તારાનો સખીઓ સાથે વીનોદ પુરો થતાં નીશામાં ચકચુર માલેરાવનું આવવું. તારા તેનો નીસો ઉતારી દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લેવડાવી વીદાય થવું. માલેરાવ નીદ્રાવશ ત્યાં ચીત્રકારનું આવવું ભીમો ખવાસ મહારાજને મલવા શોધતો શોધતો પ્રવેશે છે, માલેરાવને જગાડી ચીત્રકાર ખુન કરાવે છે.

**પ્રવેશ ૭ મો**—હેસાઈ કેતકીનું આવવું પરસ્પર હાસ્યવીનોદ પુરી આવવાથી કેતકીનું જવું ગભરાયેલા ભીમાનું આવવું આશ્રયની માગણી પટેલે આશ્રય આપવો આનંદરાવ પ્રવેસી ભીમાને લઇ જવો બાદ પટેલનુ પુના તરફ વીદાય થવું.

**પ્રવેશ ૮ મો**—માલેરાવને નીંદ્રાસન મુકી તારાનું જવું તલાવના પાણીમાં ચીત્રકારનો પ્રેતાત્મ દેખી તેને મારવા માલેરાવનું કુદી પડવું તારાનું આવવું પતીને બચાવવા મદદનો પોકાર અહલ્યા તથા આનંદરાવનું આવવું માલેરાવનો બચાવ.

# ટેબ્લો.

# અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—માલેરાવ તથા ગંગાધરનું યુદ્ધ માલેરાવનો સંહાર બાદ આનંદરાવના હાથે ગંગાધરને કેદ પકડવા.

**પ્રવેશ ૨ જો**—ભુખે પીડાતી કેતકી કકુડી પાસે ખાવા માગે છે. કકુડીનું પઇસા લેવા ઘરમાં જવું જેલ તોડી ભાગેલા ભીમાનું આ કપુરીનો નાશ કરવા તૈયારી, પટેલનું તથા સીપાઇઓનું આવવું કપુરીનો બચાવ ભીમાને તથા કેતકીને લઇ સીપાઇઓના ગયા બાદ દેશાઇ તથા કપુરીનો હાસ્ય વીનોદ.

**પ્રવેશ ૩ જો**—રાજ દરબાર કેદ પકડાએલા ગંગાધરને માફી આપવી બાદ ભીમાને તથા કેતકીને લઇ દેશાઇનું આવવું ભીમાને શીક્ષા કેતકીને માફી બાદ દત્તક પુત્રને રાજ્યાભીષેક.

**શાંતિ! શાંતિ!! શાંતિ!!!**

# અહલ્યાબાઇ નાટકનાં ગાયનો.

## મંગળાચરણ.

પૂર્ણ બ્રહ્મ પ્રણવરૂપ પૂર્ણ ધામ પૂર્ણ કામ
વિશ્વ ભીન્ન વિશ્વ વ્યાસ વિશ્વ વિરામ પુનીત નામ
પિત વસ્ત્ર મેઘશ્યામ જયલલામ છે પ્રણામ.
મકર કુંડલ કંઠ કૌસ્તુભ વૈજયંતી શોભતી
શ્રી ઉરવશી શોભાવતી
સૌમ્ય કાંતી મોક્ષ દાત્રી દિવ્ય શાંતી દાયીની
કૈવલ્ય પંથ દર્શાવતી.

નટી— ૧

હે જન્મભુમી જયકારીરે જય ભારતી માત અમારી
ગૌરવ કરીએ નરનારીરે ભારતી માત અમારી
હરીશ્ચંદ્રને ધર્મ રઘુવીર ભાર્ગવ સમ ભયહારી
સતી સીતા તારા સાવીત્રી સતીઓ અઘ હરનારીરે—
કયાં તે અનુપમ રત્ન હમારાં કયાં સતીઓ સન્નારી
કયાં તે પ્રાચીન ગૌરવ સઘળું કયાં આ દશા બીચારીરે—
થાય ઘરોઘર આર્ય ભગીનીયો ધર્મનીતી ધરનારી
દેશભક્ત સહુ થાઓ બંધુઓ એ અભીલાશ અમારીરે
ભારતી માત અમારી

તારા— ૨

દવા કોઇ દીલની લાવો વીરહાનળ બુજાવો
કોઇ મારો કંથ રીઝાવો બની છું બાવરી બાળા.
આંખલડી રહે છે રોતી વાલમની વાટ જોતી
પ્રીતમ તમ વિણુ સઘળા લાગે સુખ ભોગ લાળા
યોવન દીનરેન સતાવે અંતર સ્મર ધુન જગાવે
આઠે પહોરે અકળાવે ધારી મનહર માળા.—

તારા-સખીઓ— ૩

જાણે ના કાંઇ ભોળી બાળારે વળગ્યો છે કયાંથી
વ્યાધી વીરહ દુઃખકારી
ચપળા છોડી દે બધા ચાળારે—
સખી હતી તું મદમાતી જણાયે સુકાતી જાતી
કાંન્તી કરમાતી સખી તારીરે બોલી દે બ્હેની
કયાં થકી લાગી આ બીમારી— જાણે
ધડક ધડક છાતી શાને અધીરી થાતી
પીયુને મનાવી લે ધુતારીરે પ્રજળાવે શાને
કામ ધુણીમાં કાય તારી— જાણે
તારા—વ્યાધી વધારો શાને બળતીને બાળો શાને
છોડો છોડો ને હું તો હારીરે.
સખીઓ—પ્રીતમજી પાસે-જા અભીમાન વિસારી

જાહુક્યા—　　　　　૪

જાઓ જાઓ પીયુ
જય પામો મુગટ મણી રણમાં.—
વ્હાલા વ્હેલા વળજો વતનમાં
અરી સંહારીને જયશ્રી વરીને—
શોભાવો શ્યામ સદનમાં.
તનધન જીવન સ્વામી સમર્પણ
સર્વ સ્વદેશ ચરણમાં—

જીભાઈ—　　　　　૫

ભજ્યો આ વાંઢા કેરો ઘરવા ભગવાનીઆ
વાંઢાનો વિશ્વાસ કરી કોઈ આપે ન ઘર ઉતરવા
આંગળી ચીંધી આળ મુકે કદી જઈએ અહુરા ફરવા—ભજ.
હાથે રાંધવાં હાથે ચીંધવાં હાથે કામો કરવાં
પૈસા હતાં વિશ્વાસ કરી કોઈ આવે ના પાણી ભરવા
કમાઈ કીધી પણ ન બૈરૂ ઘરમાં હોય સંઘરવા
(તો) કીડીયો સંઘરે ભોરંગ ભોગવે દહાડા પુરા કરવા—ભજ.

ગીતડું—　　　　　૬

મારે આંગણ રાયરે એળચીનો છોડરે
　　　　　　　લળીને આવે ઝાંખડી
મારે આંગણ વહાલીયા થઈ આવોરે

થી રાખાવર ઉગ્યારે સુરજ ઝળકતા—
મારે આંગણુ જમાઇ વહેલા આવોરે
રૂડા જીભાઈ રાજ શોભેરે મંડપ મલપતો

કૈતકી— ૭

હું નખરાળી નાજુક નાર મારો દાસીનો અવતાર
દાસીનો અવતાર તોપણુ ઝળકે જોબન બ્હાર
મને થાય મનમાં તો એમજ થાઉ રાજની રાણી
પણ પીટયું આ કુટેલ કીસ્મત ભરૂ પારકાં પાણી—

કપુરી— ૮

છેલ નવેલી નાર દેહ ઉપવનની બ્હાર
રસીક લોચનીયાં કટાર કરૂ રદય આરપાર—
આળસે અંગ મરોડી ભ્રકુટી તીર છોડી
લટકથી હું લટુ બનાવું વશ કરૂ વરનાર—
પીયુજી પાસ આવે રતી રસમાં રેલાવે
લંક લચકથી છક કરી જોઉ ઝુકી પળવાર

કપુરી— ૯

મને એવો પરણ્યો ભાવે બોલ્યું સાંખે લાડ લડાવે
નોકર થઇને નમતો આવે લાગે પાય પાય પાસ
મને ગમતાં વસ્ત્ર અપાવે હીરા મોતીડાં મંગાવે

પ્રેમે પ્રીતી રસ પીવડાવે ચીલડું ચાય ચાય ચાય.
મીઠી બંસરી હુએ મણીધર મધુર નાદ પર ડોલે
નયન ઇશારે થનથન નાચે ખમા ખમા કહી બોલે
નમતો જાય જાય જાય
ભલે મેઘ એ હોય શ્યામ હું વીજળી થોડી થોડી
કામણગારો કૃષ્ણ ગણીને બનુ રાધીકા જોડી
જુગતી થાય થાય થાય
ધોળે દીવસે રાત કહું તો હાજી હાજી કરતો
બની દીવાનો રૂપ રંગમાં પાછળ પાછળ ફરતો
હમ હોવે ધણી તો તેવો જોઇએ

અહલ્યાબાઈ— ૧૦

દુનીયા અજબ રંગત ભરી
જળ વાદળ સમ પળ પળ પલટે રંગત સ્થીર ન જરી
એ વિષવેલી દુઃખ ભરેલી વિષમ વિષમ રસ ધરી
એક વિપત્તી જ્યાં વીચરી ત્યાં અનેક આવે ફરી
જોઇ વિપત્તી મનની જાતી સમતા સઘળી સરી
જગ અટવીમાં સહુ જન ખાતા ખત્તા ખંતજ કરી
તોપણ તૃષ્ણા આશા ત્યાગી ભજે ન ભાવથી હરી

અહલ્યાબાઈ— ૧૧

દુનીયાં તણા દીવાના દીલભર મઝાઓ લુટે
તુટે જીવનની દોરી આશા છતાં ન છુટે—

બાળક મટી યુવાની આવે ભલે દીવાની
તન ધન મળે તરૂણી આશા છતાં ન છુટે—
આવે પછી બુઢાપો ધોળા થતાં નીમાળા
રહે બાકી લાઠી લાળા આશા છતાં ન છુટે
પડી જાય દેહ પાપી મરી જાય મન કદાપી
મળી જાય માટીમાં સહુ આશા છતાં ન છુટે—

પનીયારીઓ— ૧૨

હાં સજની મારી નીરમળ પાણીડાં રૂડાં ભરીએ
કાંચનના ઘટને શીર પર ધરીએ—
સરવર જળમાં રહી માછલીઓ જેમ પરસ્પર ખેલ કરે
તેમ ઉછળતાં રહય આપણાં રસમાં રેલમછેલ કરે—
જળમાં સારસ ભર્યું સુધારસ ઉપર અલીગણ ગાન કરે
તેમ ખીલેલી યોવન કળી તું પ્રીતે પ્રીતમ પાન કરે—
હું નીકળી જ્યાં પાણી ભરવા પીટયા ખળ પાછળ ફરતા
નખરેથી જો નજર કરૂ તો હાય હાય કરી મરતા—
બની ઠની પનઘટ પર આવું ઘટમાં શું લઈ જાઉં
પાણી પાણી કરી કંઇક પુરૂષના રહય ભરીને લાવું—

કપુરી— ૧૩

રાજ સમીસાંજના પધારજોરે સામી સડક પર બંગલો
મીઠા મ્હેમાન આજ આવજોરે— સામી.
પ્રીતી સરવરની પાળે પાતળીયા

અમીરસ પીજો પીવરાવજોરે— સામી.
કાયાને ક્યારડે મ્હેકે કસ્તુરી
લ્હેરખડાં લુટજો લુટાવજોરે— સામી.

ચમત્કાર— ૧૪

કુધારે હીંદવાસીના રદયનો ગર્વ ગાળ્યો છે
ઝળકતા હીંદ ગૌરવનો કુધારે દાટ વાળ્યો છે
અજાણુ અજ્ઞાની માબાપો મફત્તા આબરૂ·માટે
સુતાના શત્રુઓ થઇને ગ્રહે પૈસા સુતા માટે
વિચાર્યો વીણુ રદય વચને મરી મીથ્યા ગુમાનીમાં
જડી જે સંતતી લગ્ને ઝુરે તે જીંદગાનીમાં—
ગયા તે બ્રહ્મચર્યોને પ્રીતી લગ્નો ગયાં જ્યાંથી
પ્રજા તે વીર શું પાકે પછી ઉધ્ધાર તે ક્યાંથી

ટેજ્લો.

## અંક ૨ જો.

**વારાંગના—** ૧૫

છાયોરી વસંત જગ કાનનમેં
કાનનમેં રસ આન રમે
જોર મધુમે મનોજ મનાવત
જોબન ઔર તરંગ દીખાવત
ચાહત પીયુ મીલન મનમેં

**કપુરી—** ૧૬

પીટયા મરજો માને બાપ જોયું કજોડલું રે—જોયું
મુવા મોટા ઘરમાં આપ જોયું કજોડલુરે—જોયું
રંગ ન જોયો ઢંગ ન જોયો જોયું ન રૂપ કરૂપ
કાળ મીંઢને આપી કપુરી કરમે લખીયો કુપ—
મને વળગાડયું એ પાપ જોયું કજોડલુરે—જોયું
મુકયો કાળજડા પર કાપ જોયું કજોડલું રે—જોયું

**જીબાઈ—** ૧૭

બની છું નખરાળી હું નાર
જુઓ કેવી લટકાળી કેવી ચટકાળી વળી ખટકાળી
મારૂ ભમર કટાર વાહવાહ— બની છું

રાજાને ચકડોળે ચઢાવું હીરા મોતીના હાર પડાવું
માથે પછેડી ઓઢી રોશે કપુરી બદલે જીભાઇ જોશે
હાયહાય હું કોઇનું હાંભળનાર નથી
કરૂ હરામી કેરી હાર—

**અહલ્યાબાઇ—** ૧૮

આપત્તી આવે લાખ પણ જે ધર્મ નહી તજનાર
ધર્મ નહી તજનાર નર તે યશ અવિચળ વરનાર
કુંદન પર જેમ પડે હથોડા તેમજ શુદ્ધ થનાર
દુઃખ હથોડે થયું શ્યામ તે પિત્તળ તુચ્છ અસાર—
અપકારોપર તરૂ જળ ભુમી કરે સદા ઉપકાર
જો ઉપકાર ભુલે જન જ્ઞાની તે નરને ધીક્કાર—

**માલેરાવ–જીબાઈ—** ૧૯

તું છોડ શરમાળી શામા માન મધુરી માન
માન મધુરી માન બસ જાન કરૂ કુરબાન—
મને જાવા દયોને આઘા રોને કામણગારા કાન
કામણગારા કાન તમે કેમ ભુલ્યા છો ભાન.
કામણ તું કરનાર કપુરી અંતર વૃથા વલોવે
હું બૈરૂ છું મોટા ઘરનું શરમાણી છું હોવે
હોવે તજી તું આપ હઠીલી અધરામૃતનું પાન (૨)

અહલ્યાબાઇ—                    ૨૦

કરસુલ સજ્જન જનનો સંગ
જેની સંગત પાપ હટાવે લાવે નીર્મળ રંગ
સ્વાતી જળનું ઝેર બને જો ગ્રહે ક્રૂર ભોરંગ
કરે માછલી તેજ નીરનું મોતી ભુષણ અંગ.
તેથી કર સત્સંગ તજી દે સહુ દુર્જનના ઢંગ
લોહાને કુંદન કરતી કર સ્પર્શ મણી સત્સંગ

તારા—સખીઓ—                    ૨૧

( ગરબો. )

વીજળી ઝબુકે આજ વાદળી આકાશ ચઢી
ગાજે સખી ગગન ઘોર મોર કરે ટહુકા મીઠા
વિયોગી રસીક નાર વાટ જુએ જરૂખે ચઢી—
આશાઢી વાદળીને પુછે સખી પંથે મારા કંથ દીઠા
બોલે પીયુ પીયુ જોર કરી ઘનઘોરમાં શોર કરેરે પપૈયા
મેઘનુ નીરને શીત સમીર કરે મયુરી નૃતતાતત થઇયા
પૂછી વાદળીને વીરહાનળથી બળતી વળતી જુએ
બ્હાવરી બાળા
જોઇ સખી પરીરંભણુ પામતી જાગતી અંદર જોબન જ્વાળા
વાટ જોતી થાકીને પીયુ નાવીયા
રાત જાગી પોઢે પરભાતરે ત્યાં
આવે નાવલીયો નાદમાં

સ્વપ્નમાં કેલી રહી રસ રેલી ત્યાં ઘેલી થકી
ઘનશ્યામ રીસાયા
એક નીમેષ વિષે હૃષીકેશજ કુંજનીકુંજ મહી લપટાયા
ગોતી રહી લળી જોતી રહી કહી કૃષ્ણ મનોહર આહીર જાયા
અંતર્યામીએ સાદ સુણી સલુણી સમીપે પ્રગટયા જગરાયા
આંખે આંખડી મળીરે ભ્રમર પાંખડી મળીરે
પ્રભુ આવ્યા કે પ્રભાત કહી ભેટી ભલી ભાત

તારા—સખીઓ—   ૨૨

ચાલો આજે અનંગ રંગ ધારીરે
પ્રેમ ઝુલે ઝુલો રસ વારી
કામ જંગે મદન મદ વારીરે
રંગ રેલો મંદીરીયે પધારીરે
લોચન રસીક શ્યામ
પ્રીતમ તમ પ્રેમ ધામ
અમૃત રસના વિહારીરે
પતી સેવામાં પ્રીતી તમારીરે—

માલેરાવ—   ૨૩

લાડીલી દીલભર ખુશકર પ્રીયકર ચીતહર શાણી
હેવે છોડ ચાળા
તારા—જાઓજી નીશદીન હરદમ છલબલ ભરપુર
જોયા સહુ છંદ તમારા

ભોળીને નવ ભરમાવો ચતુરાઈ બહુ ન ચલાવો
રે એ સુખકર સુંદર પરવશ પ્રીયતમ જાઓ ન્યારા
જનોનો ધર્મ છે જીંદગી નીતીથી ગાળે
માલે—નારીનો ધર્મ છે કે નાથની આજ્ઞાને પાળે
તારા—કુસુમ પ્રફુલ્લ કરે ચંદ્ર તો તેને કહે છે
માલે—સરીતા સીંધુને સદા અનુસરી રહે છે
તારા—જુઠી પ્રીતી ન બતાઓ પરભોગી ભમરા જાઓ
રે એ નરવર નટખટ .નટવર સમ શીરતાજ મારા.

જીભાઈ— ૨૪

જોઇને વિચારી સંગ કીજીએ મનડું મળતાથી મળીએ .—
હંસલે બાવળ માળો નાંખીયો જાણ્યું ચંદન હોસે
ઓચીંતો પવન ઝકોળશે કાયા કાંટે વીધાશે. જોઇને
આરસી સરીખા નર ઉજળા દેખંતા નર રૂડા
બીજાને બોધ એ આપતા પોતે મનડાના કુડા. જોઇને
હંસલે ઉંદરની દયા ગણી ઉંદર પાંખમાં લીધો
ટાઢ ગઇને ગુણ વીસર્યો હંસો પાંખો વીણ કીધો. જોઇને

જીભાઈ-કપુરી— ૨૫

પટેલજી પુને જઇને પાઠ ભણીને પોર
વહેલા આવજો અલબેલા
લ્યો રામ રામ રામ

૨૨

પટલાણી ઘર ખેતરને માળની સંભાળ
લેજો આવશું ઘર વ્હેલા.
બીજ વાવેતર કરવું કેવું
ખાતર કેવું દેવું
પુને જઈને સઉથી પહેલું
એવું શીખી લેવું.—લ્યો રામ રામ રામ

કપુરી— ૨૬

આવશે આવશે આવશે મારા મોંઘા મહેમાન આજ આવશે
અંતરની પાંખડી ખીલાવશેરે મારાં લોચનીયાં આજે લોભાવશે
વીદ્યા વાવેતર ખેતરની શીખી હઇડાને આજે
હરખાવશેરે મારો પાતળીયો પુનેથી આવશે.

જભાઇ-કપુરી— ૨૭

લોચનીયે લાગ્યો નેડો નાવલીયા
મોહન મન હરખાવા દયો
ભુખી છું ભાવે મને પ્રીતીનાં વેણુલાં
ખાજાં ઘેબર મને ખાવા દયો

ઝુબાઇ

કપુરી કોમળ કાયા
જાણું મારા મનની માયા
જોબન જળમાં નાવા હયો.



# જાહેર ખબર.

અમારી કંપનીનાં નીચલાં નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીંમતે રોકડેથી અથવા વેલ્યુપેબલ પાર્સલથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. | ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|---|---|
| વીર-અજીત ... | ૦-૪-૦ | ન્યાયસીંધુ .. .. | ૦-૪-૦ |
| જયાકુમારી... ... | ૦-૪-૦ | ધર્મવંશ | ૦-૪-૦ |
| અહલ્યાબાઈ ... | ૦-૪-૦ | સતી સવિતા .. | ૦-૪-૦ |
| સીદ્ધ સત્યેન્દ્ર ... | ૦-૪-૦ | રંગતરંગ ... | ૦-૪-૦ |
| ચંદ્રપ્રભ .. ... | ૦-૬-૦ | ભારતવીર ... ... | ૦-૪-૦ |
| વીર-કેસરી... . | ૦-૪-૦ | વીર-રમણી ... | -૪-૦ |
| સ્વયંવર ... ... | ૦-૪-૦ | મેઘ મલ્હાર ... | -૪-૦ |
| બભ્રુવાહન... ... | ૦-૪-૦ | યોગમાયા . | ૧-૪-૦ |
| આત્મબળ... ... | ૦-૪-૦ | મહાત્મા તુલસીદાસ | ૦-૪-૦ |
| સમ્રાટ અશોક .. | ૦-૪-૦ | જીવન નૌકા. . | ૦-૬-૦ |

બચુભાઈ શીવપ્રસાદ

માલેક

શ્રી આર્યોદય નાટક સમાજ.